યુરોપને પરિચય હતો તેનો ખાત્રી પુરાવો પૂરો પાડે છે.

તામિલ રાજ્યો જબરા નૌકાસૈન્યો નિભાવતાં હતા, અને પૂર્વ તથા પશ્ચિમ દેશોનાં વહાણ ખૂબ છૂટથી તેના બંદરે આવજા કરતા હતા. આથી સોનું, રૂપુ અને યુરોપની કારીગીરીની ચીજો સારૂ મરી, મોતી, ભૂરા નગ અને હિંદની બીજી ઉત્તમ ચીજો ખરીદવાને આતુર જુદી જુદી પ્રજાના વેપારી ત્યાં આવતા હતા. ૧૯૧૪ પહેલાં યુરોપમાં વિલાયતી પાઉન્ડનો સિક્કો જેટલી છૂટથી ચાલુ હતો તેટલીજ છૂટથી દક્ષિણ હિંદમાં રોમનો સોનૈયો ચાલુ હતો અને કાંઈક પરદેશથી આવેલુ અને કાંઈક મદુરામાં પાડેલુ રોમનુ ત્રાંબાના સિક્કાનુ ચલણ સાધારણ રીતે બજારોમાં વપરાતુ હતુ. ખ્રિસ્તી સનના પહેલા બે સૈકા દરમિયાન વેપારમાં રોકાયેલા રોમન પ્રજાજનોની સાધારણ ઠીકઠીક મોટી વસાહતો દક્ષિણ હિંદમાં હતી એમ માનવા સારા કારણ છે. વળી તેજ સમય દરમિયાન 'બળવાન યવન, પૂરા બખ્તરમાં સજ્જ થયેલા મૂગા મ્લેચ્છ' એ રીતે વર્ણવાયેલા યુરોપી સિપાઇઓ તામિલ રાજાઓના અંગરક્ષક તરીકે કામ કરતા હતા અને રોમન સોનૈયાથી ખરીદાયેલા મરીના માલને ભરી જવા યવનોના સુંદર મોટા વહાણ મુઝિરિસ (ક્રેનગેનોર) પાસે નાંગરતા હતા એ વાત પૂરવાર કરવા પૂરતા કારણ છે. એમ પણ કહેવાયેલુ છે કે ઑગસ્ટસને અર્પણ કરેલુ એક મંદિર પણ મુઝિરિસમા[1] હતુ. આ વાત

---

[1] એસ. કૃ. આયંગરના મત મુજબ મોટામાં મોટા એ નગરનો નાશ ઈસ્વીસનના ૩જા સૈકાની પહેલી પાસનીમાં થયા હતો. એસ. કે. આયંગરના 'એન્શિયન્ટ ઇન્ડિયા'માં જેનો ઉલ્લેખ છે તે 'અરિક ઑફ ધ એકલેક' અને 'જ્યુવેલ બેલ્ટ'ના વીર કાવ્યોમાં જણાવ્યા પ્રમાણે તામિલ પ્રણાલીકથા એવી છે કે એ શહેરને સમુદ્ર ગળી ગયુ પૃ. ૬૦પ૨૦ શ્રીનિવાસ આયંગર તેના નાશના સમયને ઇસ્વીસનના ૭મા સૈકામા મૂકે છે. 'ટાઉનપ્લૅનિંગ ઇન એન્શિયન્ટ ડેકન' મદ્રાસ ૧૯૧૬મા સી. પી. વેંકટરામ આયરે એવો મત દર્શાવ્

ખરી છે એમાં કાંઈ નકારનું કારણ નથી. એક બીજી યવન વસાહત પૂર્વકિનારે આવેલા કાવેરી નદીની ઉત્તર શાખાના મુખ પરના કાવીરિપટ્ટનમ અથવા પુહાર આગળ વસેલી હતી એ શહેર તેમજ સાગર બહુ સમય પહેલા અદૃશ્ય થયેલાં છે અને મોટા રેતીના ઢગ નીચે દટાયેલા પડ્યાં છે. યવનોના દારૂ, દીવા તથા કળશોની આયાત

છે કે વિશાળ વેપારવાળું એ જૂનું બંદર કાવેરી નદીમાં પુરાણ થવાથી તેની અગત્ય ગુમાવી બેઠું છે આ મત જેરેઉપર વર્ણવેલી એ બંદરના વિનાશની કથાનો મેળ ખાતો નથી

'ધ તામિ'સ એઈટીન હન્ડ્રેડ ઇયર્સ એગો' પૃ ૧૬,૨૫,૩૬,૩૮ પુહારને પુગાર અથવા પુગાર પણ લખે છે 'ધ પુટિનેરીયન ટેબલ્સ' તત્રી રીઇજે 1733, મેનર્ટ, લાઇપ્ઝિગ ૧૮૨૪, ચાર્લ્સ રૂએલન્સ, બ્રુસેલ્સ, ૧૮૮૪, વૉકર 'ઓન ધ ટેબયુલાપ્યુરીન જેગ્રિઆના' કેંબ્રિજ ૧૯૮૩, કેંબ્રિજ એન્ટિકવેરિયન સોસાઈટી મેમ્યુનિકેશન્સ પુસ્તક ૪, પૃ ૨૩૭ પ્યુટિન્જેરિયન ટેબલ્સ એ ઈસ ૨૨૬ની સાલથી શરૂ થતા જૂના નકશાનો સંગ્રહ છે એમ મનાય છે મુઝિરિઝમાં ઓગસ્ટસનું મંદિર હતું એના પ્રમાણ ઉપરના પુસ્તક છે 'મુઝિરિસ'ની પાસે નકશા પર ટેમ્પલ્સ ઓગસ્ટીના નીચાણવાળા એક મંદિરના જેવા તેવા કાચા નકશાથી તેનું સ્થાન બતાવવામાં આવેલું છે મુઝિરિસ તે જ ક્રેનગેનોર એ વાત તો હવે સારી સિદ્ધ થઈ ચુકી છે કાવિરીપટ્ટનમ=પુહાર=કાકડી ઈન્ડિ XXI ૨૩૧) કમર (પેરિપ્લસ, પ્રકરણ ૬૦ ઇન્ડિ એન્ટિ VIII, ૧૪૯૭) =ખાબેરિસ [ટોલેમી પુસ્તક VII પ્રક ૧, ૧૩, ઈન્ડિ એન્ટિ XII ૪૦ I XIII, ૩૩૨]

પેરિપ્લસ એમ કહે છે કે આ બંદરે આવતા વહાણ તેમાં ભરવામાં આવતા મરી તથા 'મેલેબ્રેથમ'ના મોટા કદ તથા જથ્થાને કારણે બહુ મોટા કદના હોય છે ત્યાર બાદ ત્યાં થતા આયાત તથા નિકાસના માલની લાંબી યાદી આપવામાં આવે છે. 'મેલેબ્રેથમ' ને મેકક્રિન્ડલે ખોટો તરજુમો કર્યો છે તે મુજબ પાન નહિ પણ સીનેમોમ અને ખાસ કરીને સીનેમોમ 'ઝાઇલેનિકમ'ના જુદીજુદી જાતિઓના પાન છે (શોફ તરજુમો) પેરિપ્લસ પૃ ૮૪ઉલ્લેખા સાથે) ઈસ ૨૧૫માં કરકલ્લાએ અલેગ્ઝાન્ડ્રિયામાં કરેલી કતલને આમને પરિણામે તે બંદર તથા હિંદ વચ્ચેનો સીધો વેપાર મોટે ભાગે બંધ પડી ગયો (જે આર એ. સ 1907 પૃ ૯૫૪)

ચેર રાજ્યને કેરલપુત્ર પણ કહે છે એ નામ તેના અપભ્રંશ રૂપમા પ્લિનીના પુસ્તકમા અને 'પેરિપ્લસ'મા નજરે પડે છે તે ઉપરાન્ત અશોક તેમા સાત્યપુત્ર એવુ ચોથુ નામ ઉમેરે છે, પણ તેનો ઉલ્લેખ બીજે કોઈ સ્થળે જોવામા આવતો નથી મેંગલોર એ તુલુ દેશનુ કેન્દ્ર સ્થાન છે એ દેશમા કાનાગની કાનરી ભાષાને મળતી તુલુ ભાષા બોલવામા આવે છે

પ્રણાલી અનુસાર પાંડ્ય રાજ્ય દક્ષિણ વેલાર નદીથી (પુદુકોટા) કુમારી ભૂશિર સુધી ઉત્તર દક્ષિણ, અને પૂર્વમા કોરોમાંડલ સમુદ્ર ઉપ ર થી માંડી ત્રાવણકોર અથવા દક્ષિણ કેરળમા પ્રવેશ કરાવતા અચ્ચનકોવિલ ઘાટ સુધી લંબાયેલ છે આ રીતે તે પ્રદેશ હાલના મદુરા અને તિનેવિલી જીલ્લા અને જેમા હાલ ત્યા કુમારી ભૂશિરનો સમાવેશ થાય છે તે ત્રાવણકોરના ભાગ સહિત થતા પ્રદેશની બરાબર થાય છે

**પાંડ્ય રાજ્યનો સ્થાનનિર્દેશ**

સૌથી વધારે પ્રચલિત પ્રણાલી અનુસાર ચોલ પ્રદેશ (ચોલ મંડલમ્)ની ઉત્તર સરહદ પેન્નર નદીથી અને દક્ષિણ સરહદ દક્ષિણ વેલારુ નદીથી બંધાતી હતી બીજા શાસ્ત્રોમા કહીએ તો તે હિંદને પૂર્વ અથવા કોરોમાંડલ કિનારે નેલોરથી પુદુકોટાઇ સુધી વિસ્તરતો હતો અને ત્યા તે પાંડ્ય રાજ્યની અડોઅડ આવી જતો હતો પશ્ચિમમા તે કુર્ગની સરહદ સુધી લંબાતો હતો આ પ્રમાણેની મર્યાદાવાળા પ્રદેશમા મદ્રાસ તથા પૂર્વ તરફ આવેલા કેટલાક બ્રિટિશ જીલ્લા તેમ જ મહીસૂર રાજ્યના ઘણા ખરા ભાગનો સમાવેશ થતો હતો પણ પ્રાચીન સાહિત્ય તામિલ દેશને પુલીકટ તથા મદ્રાસની વાયવ્ય ૧૦૦ માઇલ પર આવેલી વેંકટ અથવા તિરુપાથીની ટેકરીથી વધારે ઉત્તરે લઈ જતુ નથી બીજી બાજુ પર સાતમા સૈકામા હુએનસાંગને પરિચિત ચોલ દેશ ઘણા નાના વિસ્તારનો પ્રદેશ હતો અને હાલના

**ચોલ રાજ્યનો સ્થાનનિર્દેશ**

તેણે સત્તા મેળવી હતી અને તે પ્રદેશના અમલ ગણ્નઓની ઉપર તેણે પોતાની સત્તા જમાવી હતી. એ પણ શક્ય છે કે પલ્લવોની નાઈ ખાસ જાતિ કે કુળગોત્ર નહોતું પણ તે એક મિશ્ર પ્રજારૂપ હતા અને કાઇક અંશે પરદેશીઓ તથા કાંઇક અંશે દક્ષિણ હિંદની જાતિઓના બનેલા હતા. તેઓ તામિલોથી જુદી જાતિના હતા, અને તેમની પર સત્તા જમાવી તેમને આક્રમણાત્મક રાજકીય સત્તાના રૂપમાં ઘડનાર એક બહારથી આવી પેંઠા પડવા વશના નામ પરથી તેમણે પોતાનુ નામ રાખ્યુ હતુ પલ્લવ રાજ્યની પ્રણાલી કથાઓ બહુ ઝાંખી છે અને ૧૮૪૦ સુધી એ વંશનુ નામ યુરોપી વિદ્વાનોને અજાણ્યુ હતુ તે સમયમા એક તામ્રપટની શોધ થઇ ને ઉપરથી તેમનુ લક્ષ એ વિષય તરફ ખેંચાયુ. ત્યાર બાદ તો એવી બીજી શોધો કરવામાં આવી છે અને પલ્લવોના ઇતિહાસના ચોકસ રૂપ વંશાવળીઓ ઉપજાવી તૈયાર કરવાની બાબતમા ઘણી પ્રગતિ થયેલી છે.

આ પ્રકરણના હવે પછી આવતા વિભાગોમા આપણને જણાયેલા તામિલના ત્રણ રાજ્યોના, તેમજ તેમની વચ્ચે ઘુસી આવેલા પલ્લવોના રાજકીય ઇતિહાસની રૂપરેખા આપવાનો યત્ન કરવામાં આવશે એ રાજ્યોના સ્થાનનિર્દેશ તથા સામાન્ય લક્ષણો આપવામાં આવી ગયા છે પણ સતોષકારક રીતે સંક્ષેપમા દક્ષિણના રાજ્યોનો ઇતિહાસ લખવાનો સમય હજુ આવ્યો નથી

**દક્ષિણના ઇતિહાસની સાધારણ સમાલોચના**

અને હાલમા તો, અમે હવે આપીએ છીએ તેવી એટલીપણ સક્ષિપ્ત નોંધ અપૂર્ણ અને કામચલાઉ જ હોઈ શકે ફરી તપાસી આપેલા હાલના રૂપમા, આ પુસ્તકની જૂની આવૃત્તિઓમા આપેલા અહેવાલ કરતાં તે ઓછા અપૂર્ણ છે, પણ તે પ્રદેશની ભાષા તથા સ્થાનિક ગ્રંથોના નિકટ પરિચય વાળા ખાસ અભ્યાસીઓ દરેક રાજ્યવશના વિગતવાર લેખો તૈયાર ન કરે ત્યા સુધી આખા હિંદના ઇતિહાસના પુસ્તકમા દાખલ કરવા યોગ્ય દક્ષિણના રાજ્યોનો પ્રાચીન ઇતિહાસ રચવાનુ શક્ય થઈ શકે

નદીપર આવેલા એક નાનાશા ગામડાથી જેનો સ્થાનનિર્દેશ થાય છે તે શહેર તેના પૂર્ણસદાગના સમયમાં એક મોટું શહેર હતું અને મોતી તથા શંખનાના વેપારનું મથક હતું. એ ચીજોનો વેપાર પાંડ્ય રાજાઓની સમૃદ્ધિના આધારરૂપ હતો. સમુદ્રમાં નદીનો કાંપ ભરાવા માંડ્યો, ત્યારે પણ રાજ્યની અગત્યની આમદાની અને વેપારી વાતો પર ધ્યાન રાખવા માટે રાજાના યુવરાજો કોરકાઈમાં પોતાનો વસવાટ રાખતા હતા. સમય જતાં સમુદ્રકિનારાની ભૂમિ ધીમે ધીમે ઊંચી[૪] જવાથી નદ ઈ સુધી વહાણ આવતાં બંધ થયાં અને વિનાયતના ભિન્ન ભાગ પરે એ શહેર ધીમે ધીમે તૂટ્યું.

નદીને નીચે વાડે વાણુ માઇલ પર આવેલા કાયલ આગળ સ્થાપેલા નવા શહેરે વેપાર વધ્યો અને કેટલાય સૈકાઓ સુધી પૂર્વના વ્યાપારી મથકોમાં સૌથી મોટા મથક તરીકે તે ચાલુ રહ્યું.

કાયલ

તેરમા સૈકાના અંતભાગમાં અહીંયાં માર્કોપોલો ઘણું કરીને એક કરતાં વધારે વાર ઉતર્યો હતો અને અહીંના રાજા તેમજ પ્રજાના સદ્ભાવ તથા સમૃદ્ધિથી આનંદ પામ્યો હતો. પણ જે વિધિએ કોરકાઈ ઉજાડ્યું હતું તેણે જ કાયલ છોડવાની અને પોર્તુગીઝોને તેમનો વેપાર ત્યાંથી અમેડી તુતિકોરિન લઈ જવાની ફરજ પાડી. તે જગાએ વહાણોને નાંગરવાની જગા ઓછી રાગી હતી અને

---

ઈ. XI ૧ ૧૪, પૃ. ૨૯૧) અશોકના શિલાશાસન II અને XIIIમાં અને કૌટિલ્યના અર્થશાસ્ત્રના પ્રકરણ Xમાં તેનો ઉલ્લેખ છે. કાલ્ડવેલ એ નદીની વ્યાપારી અગત્ય બતાવે છે. વળી જુઓ આ લેખકનો લેખ ઈન્ડિ. એન્ટી. પુસ્તક X/VII ૧૯૧૮ પૃ. ૪૮

૪ દરીઆથી એક માઈલ પર આવેલા કુલશેખર પટ્ટનમ પાસેના એક રેતી પથ્થરમાં હાલના માટીકામને મળતા માટીકામનો ટુકડો મળી આવેલો છે તે ઉપરથી ત્યાંની જમીન ઉપસવાની વાતનું સમર્થન થાય છે. કાલ્ડવેલ એવા નિર્ણય પર આવે છે કે હાલની છીપાળીવાળો એ રેતી પથ્થર આખો દરિઆ હોતાં બહુ અર્વાચીન સમયમાં બનેલો જણાય છે

ત્યાં કાંપ ઠરતો નહિ તેથી ત્યાં કાયલ કરતાં પણ વધારે સારી સગવડ હતી. ત્યાં પૂર્વે કાયલ હતું ત્યાં આજે કેટલાક મુસલમાન અને કેટલા ખ્રિસ્તી માછીઓનાં દશબાર ભાંગ્યાંતૂટ્યાં ઝૂંપડાં છે.

કોરકાઈના બંદર તરીકે થતા ઉપયોગના ત્યાગના સમયની સાલ આપવી અશક્ય છે. પણ ત્યાંની ટંકશાળના સિક્કા લગભગ ઈ. સ. ૭૦૦ સુધી મળતા રહે છે. કોરકાઈના રાજાઓનું ખાસ લાંછન પરશુ હતું અને ઘણીવાર તેની સાથેસાથે હાથી જોવામાં આવતો. મદુરાના રાજાઓએ પોતાના કુળની મુદ્રા તરીકે એક માછલું કે માછલાની જોડ સ્વીકાર્યાં હતાં.

**જૂની નોંધ; મેગાસ્થનીસ**

અત્યાર આગમચ કહી ગયા તેમ પ્લીનીના સમયમાં આ દેશનું પાટનગર મદુરા હતું, પણ એ રાજ્ય તો એથી પણ ઘણા પ્રાચીન સમયથી હયાતીમાં આવેલું હતું. સંસ્કૃત વૈયાકરણી કાત્યાયનને[1] પાંડ્યોનો પરિચય હતો અને ઘણું કરીને તેનો સમય ઇ. સ. પૂર્વે ચોથા સૈકાથી મોડો નથી. તે જ સદીમાં ચંદ્રગુપ્ત મૌર્યના દરબારમાં સેલ્યુકસ નિકેટરના

---

૧ ભાંડારકર, 'અર્લી હિસ્ટરી ઑફ ધ ડેક્કન' ત્રીજી આવૃત્તિ મુંબાઈ ગેઝી (૧૮૯૬) પુસ્તક ૧ ભા ૧ પૃ ૧૩૮ પતંજલિનો સમય ઇ સ પૂર્વે ૧૫૦નો હતો એમ નક્કી થયું છે એટલે તેને આધારે પ્રો ગોલ્ડસ્ટુકર અને ભાંડારકરે પાણિનીની પ્રાચીનતાની બાબતમાં જે મત દર્શાવ્યા છે તે હું સ્વીકારું છું મુંબાઈ વિદ્યાપીઠની રજાથી ૧૯૧૫માં પૂનામાં પ્રસિદ્ધ થએલા 'સીસ્ટમ્સ ઑફ સંસ્કૃત ગ્રામર' નામના એક નિબંધમાં શ્રીપાદ કૃષ્ણ બેલવલકર પી એચ ડી એમ એ ટીકા કરે છે (પૃ ૧૮) કે ઈ સ પૂર્વેના સાતમા સૈકામાં તે થઈ ગયો એ વાતનું વિસંવાદી કશું પાણિનીની અષ્ટાધ્યાયીમાં નથી તે આ પ્રાચીન સાલવારીમાં માને છે અને જોડેજોડે સ્વીકારે છે કે એ બાબતની દલીલોને એક પછી એક એકલી લઈએ તો તેમાંની એકે નિર્ણયાત્મક જણાતી નથી અને પૃ ૧૫ ૫૨ ઈ સ પૂર્વે ૭૦૦ થી ૬૦૦નો સમય આપણે હાલની માહિતી અથવા માહિતીને અભાવે પાણિનીના લગભગનો સમય હશે એમ કહે છે

એલચી તરીકે આવેલા મેગાસ્થનીસને દક્ષિણના રાજ્યો વિષે બહુ વિચિત્ર વાતો કહેવામાં આવી હતી. તે રાજ્ય તે સમયે સ્ત્રીરાજ્ય અથવા સ્ત્રીઓને તાબેનો મુલક મનાતો હતો. તેને એમ કહેવામાં આવ્યું હતું કે "હિંદના હેરાક્લીસને એક પુત્રી થઈ અને તેને તેણે પંડ્યા નામ આપ્યું. હિંદનો દક્ષિણમાં આવેલો અને દરીઆ સુધી વિસ્તરેલો મુલક તેણે તેને માટે નક્કી કર્યો અને તેના અધિકાર નીચેના લોકોને ૩૬૫ ગામોમાં વહેંચી નાખ્યા. વળી તેણે એવી આજ્ઞા કરી કે દરરોજ એક એક ગામે રાજ્યના ખજાનામાં પોતાની ખંડણી લાવવી, જેથી પોતાની ખંડણી ભરવામાં આનાકાની કરનાર પર દબાણ લાવી તેને ઠેકાણે લાવવામાં મદદ કરવા ખંડણી ભરવાનો જેનો વારો હોય તેવા લોક હંમેશા રાણીના હાથ પર તૈયાર હોય. એમ કહેવાય છે કે આ સ્ત્રીરાણીને તેના વીર પિતા તરફથી ૫૦૦ હાથી, ૪૦૦૦ ઘોડેસવાર સેના અને ૧,૦૦,૦૦૦ પાયદળ સેના મળી હતી. મોતીના વેપારને અંગે તેનો ખજાનો ખૂબ સમૃદ્ધ હતો. એરિયનના કથન મુજબ ગ્રીકો એ મોતી મેળવવા બહુ તલપતા અને તે સમયમાં રોમનોને પણ તેની બહુ કિંમત હતી."

**રોમ સાથેનો સંબંધ**

ઇ.સ. પૂર્વે ૨૦માં રાજા પેન્ડીઅને ઑગસ્ટસ સીઝરના દરબારમાં દૂતમંડળ મોકલ્યાનું આપણે સાંભળીએ છીએ, અને 'પેરિપ્લસ ઑફ ધી એરિથ્રિયન સી'નો કર્તા તેમજ ભૂગોળશાસ્ત્રી ટોલેમી એ બંને પાંડ્ય દેશના વેપારી બંદરો તથા મથકોના નામ તથા સ્થાનથી સારા પરિચિત હતા. ઇ.સ. ૨૧૫માં કેરેકલ્લાએ એલેક્ઝાંડ્રિયામાં કરેલી કતલ આમને પરિણામે દક્ષિણ હિંદ અને મિસરદેશ વચ્ચેના વેપારને અંતરાય નડ્યો ને તે સમાગમ તૂટી ગયો અને પછી તો લાંબા યુગો માટે પાંડ્ય રાજ્યોનો ઇતિહાસ આપણી દૃષ્ટિમર્યાદામાંથી નીકળી જાય છે.

દક્ષિણ હિંદના ઘણા દેશાભિમાની અભ્યાસીઓને હાથે બહુ ખંત અને વેગથી શોધાતું પ્રાચીન તામિલ સાહિત્ય [illegible] રાજાઓનો

**પ્રાચીન શહેરો**

તેમનાં બંદરો અને કિલ્લા નામ તથા શહેરો સાથે નિર્દેશ કરે છે. તેમાંનાં કેટલાક તો બહુ જૂના જમાનાના હતાં એવો નિર્ણય કરી શકાય છે. પણ તદ્દન ચોક્કસપણે આલવારીમાં મૂકી શકાય એવો પહેલો પાંડ્ય રાજા નીડમચેલીયન હતો. તે ઇસ્વીસનના બીજા સૈકામાં થઇ ગયેલ હતો અને તે વધારે કે ઓછે અંશે કરિકાલ ચોલના પૌત્ર નેડમુડિ-કિલ્લિનો, તેમજ બળવાન ચેરરાજા ચેનકુટુવન તથા લંકાના ગજબાહુ પહેલાનો સમકાલીન હતો. હિંદના ઇતિહાસમાં સાધારણ રીતે બને છે તેમ એ બધી હકીકત જાણવાની કૂંચી કોઇ પરદેશી રાજાના સમ-કાલીનપણામાંથી મળે છે. લંકાના પ્રાચીન રાજાઓની આલવારી ચોક્કસ રીતે નક્કી થયેલી છે એમ તો કહી શકાય એમ નથી, તોપણ પ્રો. ગીગરે ગજબાહુના અમલને ઇ.સ. ૧૭૩ થી ૧૯૧ની વચ્ચે મૂકેલો છે એ હકીકત લગભગ ખરી છે એમ આપણે સ્વીકારી શકીએ.

**મદુરાની મહા-પાઠશાળા**

"એ સમયના પાંડ્ય રાજાઓની એક ખૂબ જાણવાજોગ વિશિષ્ટતા એ હતી કે મદુરામાં તેઓ એક બહુ આબાદ સાહિત્યની મહાશાળા અથવા સંગમ નભાવતા હતા. એ મહાશાળાના સભ્યો બહુ ઉત્તમ પ્રતિનું સાહિત્ય પેદા કરતા હતા. તામિલ પ્રજાના હૃદયમાં રમી રહેલું તિરુવલ્લુવાના પ્રખ્યાત 'કુરલ'નો સમય ઇ.સ. ૧૦૦ની અહેજ પહેલા કે અહેજ પછીનો હતો એવો નિર્ણય થઇ શકે છે. 'નૂપુર મહા-કાવ્ય' અને 'રત્નમેખલા' એ ગ્રંથિક કૃતિઓ એથી એક સૈકો મોડી થયેલી છે. ખ્રિસ્તી સનના પ્રારંભના સૈકા દરમિયાનના પાંડ્ય રાજાઓની સળંગ વાત લખવાનું હાલમાં તો અશક્ય છે. અને તેથી વાચકે આ થોડીઘણી ટીકાઓથી સંતોષ માનવો પડશે.

ઇ.સ. ૬૪૦માં હ્યુએન્ત્સાંગે દક્ષિણ હિંદની મુલાકાત લીધી ત્યારે તે સમયના દક્ષિણ હિંદના સૌથી બળવાન પલ્લવ રાજા નૃસિંહવર્માની

**હ્યુએન્સાંગનો અહેવાલ**

તે સમયની રાજ્યધાનીની કાંચીમાં તેણે ઘણો સમય ગાળ્યો હતો એ સમયમાં તેણે ત્યાં ગાળેલા ચાતુર્માસનો પણ સમાવેશ થઈ જાય છે એ નિ:સંદેહ વાત છે. એ યાત્રીએ પોતે એથી વધારે દક્ષિણમાં આવેલા પાંડ્ય રાજ્યની જાતે મુલાકાત લીધી નહોતી, પરંતુ ફક્ત તેના પોતાના બૌદ્ધ મિત્રોએ પૂરા પાડેલા વર્ણનોની નોંધ લઈ સંતોષ માન્યો હતો. તે, તે દેશને મલકૂટ અથવા મલયકૂટ નામ આપે છે પણ તેના પાટનગરનું નામ તેમજ સ્થાનનિર્દેશ આપવાનું ચૂકી જાય છે એમ માની શકાય. તે મદુરા હશે. વળી તે ત્યાંના રાજ્યપ્રબંધની બાબતમાં પણ મૌન સેવે છે. સંભવ છે કે તે સમયનો પાંડ્ય રાજા કાંચીના બળવાન પલ્લવ રાજાનો ખંડીઓ હોય. મલકૂટમાં તો બૌદ્ધ સંપ્રદાયનો લગભગ લોપ થયો હતો અને પ્રાચીન મઠો ઘણે ભાગે ખંડીએરની હાલતમાં હતા. હિંદુ દેવતાના મંદિરો સેંકડોની સંખ્યામાં હતા અને દિગંબર જૈનો પણ ગણાબંધ હતા. તે મુલકના વતનીઓ, વિદ્યા માટે બહુ ઓછી કાળજી રાખવાની અને વેપારમાં ખાસ કરીને મોતીના વેપારમાં રચ્યાપચ્યા રહેવાની શાખવાળા હતા.

આઠમા સૈકાની અધવચમાંથી માંડી દશમા સૈકાની શરૂઆત સુધી રાજ્ય કરતા પાંડ્ય રાજાઓની યાદી એક શિલાલેખ પૂરી પાડે છે,

**આઠમાથી દશમા સુધીના સૈકા**

પણ એ યાદીમાં નામો સિવાય બીજું કશું જ નથી. આઠમા સૈકામાં થઈ ગયેલા અરિકેસરીએ પલ્લવોનો પરાજય કર્યો એવું કહેવાય છે, અને શ્રી પુરમ્બીયના યુદ્ધમાં પલ્લવ અપરાજિતને હાથે પરાજય પામેલા વરગુણવર્માના રાજ્યારોહણની ચોક્કસ સાલ ઈ. સ. ૮૬૨-૬૩માં મૂકી શકાય એમ છે એમ માનવા કારણ છે. આ જમાનામાં પલ્લવ અને પાંડ્ય એવા ઘંટીના બે પડ વચ્ચે દબાતું ચોલ રાજ્ય, નબળું અને કાંઈ અગત્ય વગરનું હતું અને પલ્લવોના આક્રમણની સામે ઊભા રહેવાનું કામ મોટે ભાગે પાંડ્ય રાજાઓને શિર આવેલું

હતુ. ઈ.સ. ૭૪૦માં વિક્રમાદિત્ય ચાલુક્યે કરેલા નંદીવર્માના પરાજયથી પલ્લવ સત્તા બહુ નબળી પડી ગઈ અને નવમા સૈકાના અંતમા આદિત્ય ચોળે મેળવેલા જીતોથી વળી તે વધારે નબળી થઈ ગઈ. દશમા સૈકાની શરૂઆતથી પાંડ્ય રાજાઓને ચોળોની નિત્ય વૃદ્ધિ પામતી સત્તા સ્વીકારવાની ફરજ પડી. સ્વતંત્ર કે ખંડીઆ રાજા તરીકે પાંડ્ય વંશ એ બધા યુગોમાં ચાલુ રહ્યો અને પડોશી રાજાઓ જોડેના તેમના ઝઘડાની નોંધ વખતોવખત શિલાલેખોમાં જોવામાં આવે છે, પણ એ નોંધોમાં ઉલ્લેખાએલા બનાવો કાંઈ યાદ રાખવા જેવા નથી.

ઈ.સ. ૯૯૪ની આસપાસના અરસામાં ચોળરાજા મહાન રાજરાજે બીજા દક્ષિણના રાજ્યોની સાથેસાથે પાંડ્ય રાજ્યને પણ ખંડિયા રાજ્યની સ્થિતિમાં આણી મૂક્યું એ વાતમાં કાંઈ જ સંદેહ નથી.

**ચોલની સરસાઈ**

ત્યારપછી લગભગ બે સૈકા સુધી તે વધારે ઓછા પ્રમાણમાં ચોળ રાજ્યના તાબામાં જ રહ્યું, જોકે તેની અંતર્વ્યવસ્થા સ્થાનિક રાજાઓને જ હાથ રહી અને તે બંને રાજ્યોનો પરસ્પરનો સંબંધ વખતોવખત બદલાતો રહ્યો. તેરમા સૈકાના પહેલા અર્ધ ભાગમાં પાંડ્ય સત્તા કાંઈક અંશે ફરી પગભર થવા પામી હતી.

ઈ.સ. ૬૪૦માં ચીની યાત્રી હુઆન્ત્સાંગે દક્ષિણ હિંદની મુલાકાત લીધી ત્યારે પલ્લવ રાજ્ય (દ્રવિડ) અને પાંડ્ય રાજ્ય (મલકોટ) એ બંનેમાં દિગંબર જૈનો તેમજ જૈનમંદિરો પુષ્કળ હતાં. તેના અહેવાલ પરથી જૈનો પર કાંઈપણ જુલમ થયાની સૂચના મળતી નથી. આ ઉપરથી આપણે એવો નિર્ણય કરવો પડે છે કે આ સમયના અરસામાં

**જૈનો પર થએલો જુલમ**

જૈનો પર જે જુલમ થયો તે આ યાત્રીની મુલાકાત પછી થયેલો હોવો જોઈએ. એ તો સિદ્ધ વાત છે કે કૂણ, સુંદર અથવા નેડુમારન પાંડ્ય નામનો રાજા જૈન ધર્મને માનતો મોટો થયો હતો, પણ ચોળ કુમારી સાથે તેનું લગ્ન થયા બાદ, લગભગ સાતમા સૈકાની અધવચમાં તે તેની પત્ની તથા પ્રખ્યાત સંત તીરૂજ્ઞાનસંબંદરની અસરથી તેણે

કાચી પાસે અર્પકમ નામના સ્થાને એક લાગા શિલાલેખમા જણાવાએલો અહેવાલ જે વધારે વિશ્વસનીય છે તે જાહેર કરે છે કે ચડી આવેલા લશ્કરે પહેલાંપહેલા તો ખૂબ સફળતા મેળવી, પણ દક્ષિણના રાજાઓ એકમાથી કરી એકત્ર થઇ સામા થયા એટલે આખરે તેમને પાછા ફરવાની ફરજ પડી. મદુરાની પાંડ્ય ગાદીના વારસની તકરાર પડી હતી અને વારિયડીએ મળી આવતા વીર અને સુન્દર નામધારી હકદારો વચ્ચેની હોમાતોમીને કારણે સીલોનને વચ્ચે પડવાનો પ્રસગ આવ્યો હતો. એકના એક નામ આમ વારિયડીએ આવ્યા જ કરે એ હકીકત પાંડ્ય ઇતિહાસના આધારરૂપ વંશાવળીનું ચોખ્ખું ચિત્ર કરવામા નડતી મુશ્કેલીઓમાની એક છે.

ઇ.સ. ૧૧૦૦ થી ૧૫૬૭ સુધીના લાબા ગાળા દરમિયાન વધારે ઓછા વિસ્તારવાળા મુલક પર રાજ્ય કરતા સત્તર પાંડ્ય રાજાઓની સાલવારી તૈયાર કરી કાઢવામા પ્રો કીલહોર્ને

**પાછલા પાંડયો**

સફળતા મેળવી છે પણ એ નામોની યાદી અપૂર્ણ મનાય છે અને તેમાના ઘણાખરા રાજા બહુ ઓછી અગત્ય ધરાવતા સ્થાનિક રાજાઓ હતા એ બધા મધ્ય યુગીન પાંડ્ય રાજાઓના સૌથી વધારે સત્તાવાન જટાવમા સુંદર પહેલો હતો. તેણે ઇ.સ. ૧૨૫૧થી ઓછામા ઓછુ ૧૨૭૧ સુધી રાજ્ય કર્યુ હતુ અને નેલોરથી કુમારી ભૂશિર સુધીના આખા પૂર્વકિનારા પર પોતાની સત્તા જમાવી હતી એના સિક્કામાના કેટલાક આજ ઓળખી શકાય છે ઇ.સ ૧૩૧૦મા તેમજ ત્યારપછીના વર્ષોમા મલેક કાફૂર અને બીજા મુસલમાન સરદારોએ આ પ્રદેશ કાઇક અંશે જીતી લીધો

સા૦ હિંદુ આર્કિઓલોજી, ૧૯૧૪ પરિચય પૃ. ૫૫)

તિરુવાલીઆલાવ ૬૨ ને ૬૩મા એ યુદ્ધનુ વર્ણન કરેલુ છે (બીવરસન મેકેન્ઝીયન બીજી આવૃત્તિ કલકત્તા ૧૮૮૮ પૃ ૪૧) એ જ વાત રોડ્રિગ્યુઝ ફરી કહે છે (ધી હિંદુ પેન્થીઅન, મદ્રાસ, ૧૮૪૧–૪૫) અને ઘણી લીલાના ક્રમકમાં ઉપજાવે એવા ચિત્ર તેમા આપેલા છે

ગયો, પણ તેથી નાગ સ્થાનિક રાજકોનો નાશ થયો નહિ પરંતુ ઇતિહાસમાં મર્યાદારૂપ ગણાતા આ રાજકીય ફેરફારો તેનાથી ઇતિહાસ પટ પર અંકાઇ ગયા.

કેરલપુત એ નામ નીચે અશોકના શાસનોમાં કરેલો ઉલ્લેખ ચેર કે કેરલ રાજ્યનો સૌથી પહેલો લેખ છે. પ્લિની તથા પેરિપ્લસના

**ચેર અથવા કેરલ રાજ્યના સૌથી પ્રાચીન ઉલ્લેખો**

લેખકના સમયમાં એટલે ઇશુ ખ્રિસ્ત પછીના પહેલા સૈકામાં વપરાતા કાંઇક અપભ્રષ્ટ રૂપમાં તે નામ તેમની જાણમાં હતું. લગભગ તે જ સમયમાં અથવા તેની પછીથી શરૂ થતું પ્રાચીન તામિલ સાહિત્ય સાક્ષીરૂપ છે કે ચેર રાજ્યમાં પાંચ નાડ અથવા જિલ્લાઓનો સમાવેશ થતો હતો. તે જિલ્લાઓ નીચે મુજબ છે (૧) પુલિ-દેશ ... તે અગસ્ત્યપુરાથી આશરે ઉત્તર અક્ષાંશ ૧૦°,૫૦'માં આવેલી પોનાની નદીના મુખ સુધી, (૨) કુડમ-પશ્ચિમનો, પોનાનીથી આશરે ઉત્તર અક્ષાંશ ૧૦° આજના અનાકુલમ પાસેની પન્નિયાર નદીના સૌથી દક્ષિણના મુખ સુધી વિસ્તરેલો હતો. (૩) કુડ્ડમ નગરની ભૂમિ કેટ્ટાયમ અને કવિલોનની આસપાસ (૪) વેન કવિલાનની દક્ષિણે લગભગ કન્યાકુમારિ સુધી અને (૫) કર્કા અથવા કુગનાડ કુમની પૂર્વનો પહાડી પ્રદેશ પ્લિનીનો કોટાનાર અથવા મરીકિનારો આમાંના મધ્યાર ૩ ને મળતો છ

ખ્રિસ્તીસનના આ ભના સૈકાઓમાં મરી અને બીજ દુર્લભ વસ્તુ ઓ ... વેપાર જે બંદરાએ ચાલતો હતો તેમાંના બે મુખ્ય હતા એક

**બંદરો**

મુઝિરિસ, એટલે કે હાલનું ક્રાનગનોર જે પરિયર નદીના મુખ પર આવેલું છે તે, અને બીજું નગાયમનાકાર જેવું મકારાઈ અથવા વૈક્કાનાઈ

અનુકૂળ અગ્નિખૂણાનો મોસમી વાયુ મળે તો જુલાઈ ઓ ... ઑગસ્ટમાં અન્યસ્થાનથી મુઝિરિસ જતા ૪૦ દિવસ લાગતા હતા અને સોદા કરી વેપારીઓ ડીસેંબર કે જાન્યુઆરીમાં પાછા ફરી શકતા હતા

ચેરના વિસ્તાર અને પડતીની ચીજ તથા એમના લેખોએ કરેલી નોંધો બેશક બહુ કિમતી છે, પણ એના રાજકીય ઇતિહાસની ઉભણીના કામમાં તે ભાગ્યે જ કાંઈ મદદ આપે એમ છે ખરી વાત એ છે કે દશમા સૈકામાં કેવળ આક્રમણકારી ચોલ સત્તાના સંસર્ગમાં આવ્યો ત્યાં સુધી એના વિષયમાં નહિ જેવી જ માહિતી આપણને મળે છે. દશમા સૈકા બાદ ચોલના શિલાલેખો એ પશ્ચિમના રાજ્ય પર કાંઈક અધૂરો પ્રકાશ નાખે છે

**પાટનગર**

ચેર રાજ્યનું સૌથી જૂનું પાટનગર વનજી. વંચી આજના કરૂર હતું એમ કહેવાય છે કોચીનથી પૂર્વ-ઈશાન ખૂણામાં ૨૮ માઈલ પર પેરિયાર નદી પર ખૂબ ઉપરવાડે આવેલું હાલનું તિરુ-કરૂર નામનું ત્યાગરાયનું ગામ એ પ્રાચીન વનજીનું સ્થાન આજ બતાવે છે પેરિયારના મુખ પાસેનું તિરુ-વનજી-કલમ એ પાછળનું પાટનગર હશે મઠગટ્ટુમાના કરૂરને કેટલાક લેખકોએ ખોટી રીતે ચેર રાજ્યનું પાટનગર માનેલું છે પણ એ મત ભૂલભરેલો છે એ બાબતમાં કાંઈ સંદેહ નથી.

**કોંગુદેશ**

આપણને જેની માહિતી છે એવા જૂનામાં જૂના સમયમાં કોંગુ દેશમાં કોઈમ્બતુર અને સેલમના દક્ષિણ ભાગનો સમાવેશ થતો હતો. એ દેશ ચેરથી જુદો હતો એમ મનાય છે, જોકે પાછળના સમયમાં ચેર અને કોંગુદેશ એક જ રાજ્યમાં સમાયા હોય એમ જણાય છે વળી એથી પણ પછીના સમયમાં કોંગુદેશ અલગ જ ચેરરાજ્ય તરીકે જાણીતો થયો હતો અને કેરલ તેનાથી ભિન્ન હતો એ તો દેખીતું છે કારણ બધા ફેરફારોના સમયનો ચોક્કસ નિર્ણય કરવો શક્ય નથી. કેરલ પોતે કાંઈ હમેશાં એક રાજ્યરૂપે રહેલ નથી હાલ તેમાં અંગ્રેજ મલબાર જિલ્લો તેમજ કોચીન અને ત્રાવણકોરના દેશી રાજ્યો આવી જાય છે.

આગળ બતાવવામાં આવ્યું છે તેમ તામિલ સાહિત્ય ચેનગુ-

રાજનને એક અપવાદરૂપ સત્તાધારી ચેર રાજા તરીકે અને તે પાંડ્ય રાજા નીડમ ચેલિયન, કરિકાલના પૌત્ર ચોલ રાજા નેડુમુડિકિલ્લિ તેમજ લંકાના રાજબાહુ પહેલાનો સમકાલીન તરીકે વર્ણવે છે. આ બધુ જોતા બીજાં તામિલ રાજ્યો પેઠે ચેર અથવા કેરલ રાજ્યનો પ્રમાણરૂપ રાજકીય ઇતિહાસ ખ્રિસ્તી સનના પહેલા બે સૈકાની આગળ લઇ જઇ શકાય એમ નથી. તે સમયના બનાવો વિષે પણ નહિ જેવી જ નોંધ મળી આવે છે

**એક પ્રાચીન રાજા**

સ્વ. પી. સુંદરમ્ પિલાઇ બહુ વિદ્વાન લેખક હતો. તે ત્રાવણકોરનો વતની હતો તે એવો દાવો રજૂ કરતો હતો કે તેનો દેશ અસાધારણ રસ ધરાવવાનો દાવો કરે છે અને તે હિંદના સંક્ષિપ્તસાર તરીકે ગણાવો જોઇએ. મુસલમાન આક્રમણોથી તેની પર કદી ગંભીર અસર થવા પામી નથી એટલે 'હિંદના નૃવંશવિજ્ઞાનમા તે નહિ વહેંચાયલા લુપ્તાવશેષોથી ભરેલા ઘરનો ભાગ ભજવે છે.' એ રૂપકને બીજી રીતે મૂકીએ તો એ રાજ્યને એક અજાયબ ઘર લેખી શકાય કે જેમા સૌ પ્રાચીન હિંદી લોકો, ધર્મ, કાયદા, તથા રીતરિવાજોના જીવંત અવશેષો સચવાઇ રહેલાં છે. બીજે કોઇ સ્થળે શક્ય નથી એવે પ્રકારે એ મર્યાદિત વિસ્તારમા નવા અને જૂનાનો અભ્યાસ કરી શકાય એમ છે હુ તો અગાઉ પણ એ મત તરફ લક્ષ દોરી ગયો છુ કે હિંદી સંસ્થાઓનો વૈજ્ઞાનિક પદ્ધતિએ થતો અભ્યાસ ઉત્તર હિંદ કરતા દક્ષિણ હિંદમા શરૂ થવો જોઇએ.

**ત્રાવણકોર અથવા દક્ષિણ કેરલ**

ઉપર જણાવેલા વિદ્વાને પહેલી જ વાર ત્રાવણકોરના રાજકીય ઇતિહાસનો ઊંડો ઊતરીને અભ્યાસ કર્યો. તેણે સો કરતા વધારે શિલાલેખો એકઠા કર્યા. તે બધા મોટે ભાગે વટ્ટેળુત્તુ[1] લિપિમા હતા

1 એમ. એમ. હરપ્રસાદ શાસ્ત્રીના મત પ્રમાણે વટ્ટેળુત્તુ લિપિ અને ખરોષ્ઠી લિપિનુ એક જ વર્ગ જ છે (જૂ બી. ઓ. રીસ નો પુસ્તક ૧ પૃ ૫૮)

**ત્રાવણકોરના રાજાઓ**

એ લેખોની મદદથી એ, તે રાજ્યના રાજ્યવંશને ઇ.સ. ૧૧૨૫ સુધી લઇ જઈ શક્યો હતો, અને તે આમથી માંડી બે સૈકા સુધીના રાજાઓની પૂરી યાદી લગભગ તૈયાર કરી શક્યો હતો.[૨]

પ્રસિદ્ધ થયેલી નોંધો ઉપરથી જણાય છે કે આ૦મા સૈકાની શરૂઆતમાં ત્રાવણકોર અથવા દક્ષિણ કેરલ રાજેંદ્ર ચોલ કુલોત્તુંગના ચોલ રાજ્યના એક ભાગરૂપ હતુ, અને દેખીતી

**ચેર સિક્કા**

રીતે તો તે સુવ્યવસ્થિત સુરાજ્ય ભોગવતુ હતુ પ્રાચીન ગ્રામ પચાયત અથવા ગ્રામ સભાઓના કાર્યની વિગતો ખામ રસ પડે એવી છે. તે સિદ્ધ કરે છે કે તે વખતનુ રાજ્યતત્ર કાઇ માત્ર એકહથ્થુ આપખુદ નહોતુ. ગ્રામ પચાયતોને મારા પ્રમાણમા વહીવટી અને ન્યાય ચૂકવવાની સત્તા હતી અને રાજ્યના અમલદારોની દેખરેખ નીચે તે સત્તાનો ઉપયોગ કરવામાં આવતો હતો ચેર રાજાઓનુ લાછન ધનુષ્ય હતુ. તેમના સિક્કા બહુ દુર્મિલ છે અને ધનુષ્ય લાછનવાળા માત્ર બે પાછળના નમૂના જણાયેલા છે. સલેમ અને કાઈમ્બતુરના કાગુ દેશમાથી તે મળ્યા છે કેરલ અથવા મલબારકિનારાના સિક્કાનો કોઇ પણ ઉલ્લેખ મારી જાણમા નથી

ચેર અથવા કેરલ રાજ્યના પ્રાચીન ઇતિહાસના ફાળા તરીકે ઉપની અગબદ્ધ નોધ આપવાની સ્થિતિમા હુ છુ પાછળના ચેર રાજાઓમા

---

૨ "સમ અર્લી સોવરેન્સ ઑફ ત્રાવણકોર" ઇન્ડિ એન્ટિ પુસ્તક XXVI (૧૮૯૫) પૃ ૨૦૪, ૨૭૭, ૩૦૫, ૩૦૬, તેજ પુસ્તક XXVI પૃ ૧૦૯; 'મિસ લેનીયસ ત્રાવણકોર ઇન્સ્ક્રિપ્સ' તેજ પુસ્તક XXVI પૃ ૧૧૬, ૧૪૧. પાછળની હકીકત વી નાગમ અય્યના 'ધી ત્રાવણકોર સ્ટેટ મેન્યુઅલ' ૩ પુસ્તક, ત્રિવેન્દ્રમ ૧૯૦૬ અને ૧૯૧૦થી શરૂ થતી 'ત્રાવણકોર આર્કીઓલૉજીકલ સીરિઝમા મળશે

ચેરનને એક અપનાજ્ય સત્તાધારી ચેર રાજા તરીકે અને તે પાંડ્ય રાજા નીડમ ચેલિયન, કરિકાલના પીતા ચોલ રાજા નેડુમુડિકિલ્લિ તેમજ લંકાના રાજા ગજબાહુ પહેલાનો સમકાલીન તરીકે વર્ણવે છે. આ સઘળું જોતા બીજા તામિલ રાજ્યો પેઠે ચેર અથવા કેરલ રાજ્યનો પ્રમાણરૂપ રાજકીય ઇતિહાસ ખ્રિસ્તી સનના પહેલા બે સૈકાની આગળ લઈ જઈ શકાય એમ નથી તે સમયના બનાવો વિષે પણ નહિ જેવી જ નોંધ મળી આવે છે

**એક પ્રાચીન રાજા**

મિ પી સુંદરમ્ પિલાઇ બહુ વિદ્વાન લેખક હતો તે ત્રાવણકોરનો વતની હતો તે એવો દાવો રજૂ કરતો હતો કે તેનો દેશ અસાધારણ રીતે ધનવાનાનો દાવો કરે છે અને તે હિંદના

**ત્રાવણકોર અથવા દક્ષિણ કેરલ**

મહિસભાગ તરીકે ગણાવો જોઇએ મુસલમાનના હુમલાઓથી તેની પર કદી બહાર અસર થવા પામી નથી એટલે 'હિંદના પુરાતત્ત્વવિજ્ઞાનમાં તે નહિ વપરાયેલા પુરાવાઓથી ભરેલા ચતનો ભાગ ભજવે છે' એ સ્પષ્ટને બીજી રીતે મૂકીએ તો એ રાજ્યને એક અજાયબ ઘર લેખી શકાય જેમા સૌ પ્રાચીન હિંદી લોકો, ધર્મ, કાયદા, તથા રીતરિવાજોના જીવત અવશેષો સચવાઇ રહેલા છે બીજે ક્યાંઇ જ્યાંએ શક્ય નથી એવે પ્રકારે એ મર્યાદિત વિસ્તારમા નવા અને જૂનાનો અભ્યાસ કરી શકાય એમ છે હું તો અગાઉ પણ એ મત તરફ વધુ દોરી ગયો છુ કે હિંદી સંસ્થાઓના વૈજ્ઞાનિક પદ્ધતિએ થતો અભ્યાસ ઉત્તર હિંદ કરતા દક્ષિણ હિંદમા શરૂ થવો જોઇએ

ઉપર જણાવેલા વિદ્વાને પહેલી જ વાર ત્રાવણકોરના રાજકીય ઇતિહાસનો ઊંડા ઊતરીને અભ્યાસ કર્યો તેણે સો કરતા વધારે શિલાલેખો એકઠા કર્યા તે સઘળા મોટે ભાગે વટ્ટેળુત્તુ[1] લિપિમા હતા

---

1 એમ એમ હરપ્રસાદ શાસ્ત્રીના મત પ્રમાણે વટ્ટેળુત્તુ લિપિ એ ખરોષ્ઠી લિપિનુ એક જ સ્વરૂપ છે (જે બી ઓ આર એસ નો પુસ્તક I પૃ પર)

**ત્રાવણકોરના રાજાઓ**

એ લેખોની મદદથી એ, તે રાજ્યના રાજવંશને ઇ સ ૧૧૨૫ સુધી લઇ જઈ શક્યો હતો, અને તે સાલથી પાછી બે સૈકા સુધીના રાજાઓની પૂરી યાદી લગભગ તૈયાર કરી શક્યો હતો [૨]

પ્રસિદ્ધ થયેલી નોંધો ઉપરથી જણાય છે કે બારમા સૈકાની શરૂઆતમા ત્રાવણકોર અથવા દક્ષિણ કેરલ રાજેંદ્ર ચોલ કુલોત્તુંગના

**ચેર સિક્કા**

ચોલ રાજ્યના એક ભાગરૂપ હતુ, અને દેખીતી રીતે તો તે સુવ્યવસ્થિત સુરાજ્ય ભોગવતુ હતુ પ્રાચીન ગ્રામ પચાયત અથવા ગ્રામ સભાઓના કાર્યની વિગતો ખાસ રસ પડે એવી છે તે સિદ્ધ કરે છે કે તે વખતનુ રાજ્યતત્ર કાંઇ માત્ર એકહથ્થુ આપખુદ નહોતુ ગ્રામ પચાયતોને સારા પ્રમાણમા વહીવટી અને ન્યાય ચૂકવવાની સત્તા હતી અને રાજ્યના અમલદારોની દેખરેખ નીચે તે સત્તાનો ઉપયોગ કરવામા આવતો હતો ચેર રાજાઓનુ લાંછન ધનુષ્ય હતુ તેમના સિક્કા બહુ દુર્લભ છે અને ધનુષ્ય લાંછનવાળા માત્ર બે પાછળના નમૂના જણાયેલા છે મલેમ અને કાર્યમિદુરના મદ્રાસ દેશમાથી તે મળ્યા છે કેરલ અથવા મલબારકિનારાના સિક્કાનો કાંઇ પણ ઉલ્લેખ માર્ગ ગણમા નથી

ચેર અથવા કેરલ રાજ્યના પ્રાચીન ઇતિહાસના ફાળા તરીકે ઉપરની અગત્યની નોંધ આપવાની સ્થિતિમા હુ છુ પાછળના ચેર રાજાઓમા

[૨] 'સમ અર્લી ગોવરેન્સ ઑફ ત્રાવણકોર' ઈન્ડ ઍન્ટિ પુસ્તક XXVI (૧૮૯૫) પૃ ૨૯૪, ૨૭૭ ૩૦૧, ૩૯૩, તેજ પુસ્તક XXVI પૃ ૧૦, મિસ લેનીયસ ત્રાવણકોર ઇન્સ્ક્રિપ્સ તેજ પુસ્તક XXVI પૃ ૧૧૩, ૧૪૧ પાછળની હકીકતની તારીખ અથવા 'ધી ત્રાવણકોર સ્ટેટ મેન્યુઅલ' ૧ પુસ્તક, ત્રિવેન્દ્રમ ૧૯૦૬ અને ૧૯૧૦થી શરૂ થતી 'ત્રાવણકોર આર્કિઓલૉજીકલ સીરિઝમા મળશે

**સાધનની ત્રુટિ**

સૌથી વધારે અગત્યનો રવિવર્મા હતો. તે ઈ.સ. ૧૨૬૬–૬૭મા જન્મ્યો હતો, ૧૨૯૯માં તેણે પાંડ્ય અને ચોલ બન્ને પર જય મેળવ્યો હતો અને ૧૩૧૨મા કિવલોનમા તેનો રાજ્યાભિષેક થયો હતો. ચૌદમા સૈકાના પહેલા ચોથા ભાગમા તે દક્ષિણ હિંદમા સૌથી આગળ પડતો રાજા જણાય છે. મલેક કાફુરનો વ્યવસ્થિત સામનો કરવાની વ્યવસ્થા કરવામા તેણે બહુ આગળ પડતો ભાગ લીધો હતો. કનિષ્ટના સામંતોનો ઇતિહાસ આ પુસ્તકની મર્યાદાની બહાર રહી જાય છે. કેરલના પાછળના રાજા અને સરદારોના શિલાલેખોની યાદી પ્રો. કિલ્હોર્ને તૈયાર કરી છે, પણ તેણે રાજાઓની વંશાવળી કરવાનો યત્ન કર્યો નથી. એ લેખો મોટે ભાગે પી સુન્દરમ્ પીલાઈએ એકઠા કર્યા છે તે જ છે.

## વિભાગ ત્રીજો
### ચોલ રાજ્ય

**ચોલ રાજ્યની પ્રણાલીગત મર્યાદા**

પ્રણાલી અનુસાર ચોલ દેશ અથવા ચોલમંડળની ઉત્તર મર્યાદા પેન્નર નદી અને દક્ષિણ મર્યાદા દક્ષિણ વેલ્લારૂ નદી બાંધતી હતી. બીજા શબ્દોમા કહીએ તો તે પૂર્વકિનારે નેલોરથી પુદુકોટ્ટાઇ સુધી તે વિસ્તરેલો હતો અને ત્યા પાંડ્ય દેશને જઇ અડતો હતો પશ્ચિમે તે કુર્ગની સરહદ સુધી પહોંચતો હતો આ પ્રમાણે વર્ણવેલી મર્યાદામા મદ્રાસ તથા બીજા કેટલાક બ્રિટિશ જીલ્લા તેમજ મહીસુરના મોટા ભાગનો સમાવેશ થઈ જતો હતો આપણને ચોક્કસ ખબર છે ત્યા સુધી સૌથી પ્રાચીન ઐતિહાસિક પાટનગર ઉરૈયૂર અથવા જૂનુ ત્રિચિનોપોલી હતુ જેના સ્થાનની ખબર નથી એવુ ઉત્તર મનાલુર નામનુ ગામ ઐતિહાસિક યુગ પૂર્વનુ ચોલ દેશનુ પાટનગર કહેવાય છે

પ્રણાલી અનુસાર અમુક રાજ્યોની મર્યાદાઓ આપણને પ્રાપ્ત થઈ હોય તે ઉપરથી તે મર્યાદાઓ હમેશા ચોલ રાજ્યના સીમાને

મનાતી જ હતી એવું અનુમાન કરવું વાજબી

**રાજકીય હદોમાં થતા ફેરફાર**

નહિ ગણાય. ખરું જોતાં તો ચોલ રાજ્યની સરહદોમાં બહુ મોટા ફેરફારો થતા જણાય છે. પ્રણાલી અનુસાર ચોલ રાજ્યની ઉત્તર અને પશ્ચિમની નક્કી થતી સરહદો રાજકીય મર્યાદાઓ નહિ પણ જાતિની મર્યાદાઓ બતાવે છે અને તામિલ તથા તેલુગુ, કનારી, મલાયાલમ અને તુલુ વગેરે દ્રાવિડી ભાષાઓ બોલનારા પ્રદેશો વચ્ચેની ભેદરેખાથી એ મર્યાદા બહુ જુદી પડતી નથી પણ તામિલ એ પાંડ્ય રાજ્યની પ્રચલિત ભાષા છે તેવી જ રીતે ચોલ રાજ્યની પણ છે અને પ્રણાલી અનુસાર ચોલ રાજ્યની દક્ષિણ મર્યાદા બનેલી વે-ગાઇની ઉત્તરે તેમજ દક્ષિણે વસતા લોકોની વચ્ચે કાંઇ સ્પષ્ટ જાતિ ભેદસૂચક રેખા દોરી શકાય એમ નથી.

પાંડ્ય રાજ્યની પેઠે જ પાણિનિને જેની માહિતી નહોતી એવું ચોલ રાજ્ય નામથી તો કાત્યાયનને પરિચિત હતું અને અશોકે તેને એક

**ચોલ રાજ્યના સૌથી પ્રાચીન ઉલ્લેખો**

સ્વતંત્ર રાજ્ય તરીક ઓળખ્યું હતું એ મહાન મૌર્યની સત્તા મહીસુરમાં ચિતલદૂર્ગની દક્ષિણે છેક ૧૪ અક્ષાંશ સુધી વિસ્તરતી હતી એમાં તો કાંઇ પ્રશ્ન જ નથી એટલે મૌર્યયુગમાં ઘણું કરીને પેન્નર નદી ચોલ રાજ્યની ઉત્તર સીમા હશે પાછળથી ઉત્તર અને દક્ષિણની સીમાઓ બહુ આગળ વધી જ્યારે એથી ઉલટું પલ્લવોની ચઢતીના જમાનાના મધ્ય યુગમાં તે બહુ જ સંકોચાઇ ગઇ

પ્રાચીન તામિલ સાહિત્ય તેમજ ગ્રીક તથા રોમન લેખકો પુરવાર કરે છે કે ખ્રિસ્તીસનના પહેલા બે સૈકામાં, કોરોમાન્ડલ અથવા ચોલ

**પ્રાચીન સમયમાં વેપાર**

કિનારાના બંદરો પૂર્વ તેમજ પશ્ચિમના દેશો જોડેના ધીકતા વેપારના લાભ ભોગવતા હતા. ચોલના કારવા માત્ર કિનારે કિનારેની સફરો નહિ કરતા, પણ હિંમતથી બંગાળાનો ઉપસાગર

ચીરી ઇનાનદી તથા ગંગાના મુખ સુધી અને હિંદી મહાસાગરની પાર મલાયાના દ્વીપસમૂહો સુધી જતા હતા મિસરદેશથી મલબાર અથવા કન્નડ કિનારે આયાત થતો બધો માલ ચોલ દેશના બજારમાં તુરત વેચાઇ જતો બીજા હાથ પર પશ્ચિમના બંદરો, પૂર્વ કિનારાના બજારોમાંથી તેમના વેપારી વહાણોમાં ભરી લઈ જવાનો માલ મેળવતા એ પૂર્વકિનારાના પ્રદેશમાં મોટા જથ્થામાં સુતરાઉ કાપડ પેદા થતું હતું કાવેરી નદીના ઉત્તર મુખ પર આવેલું કાવીરીપટ્ટિનમ્ એ ચોલ બંદરોમાં સૌથી મુખ્ય હતું એક વખતનું આ સમૃદ્ધ શહેર, જ્યાં રાજાનો ભવ્ય મહેલ હતો અને જ્યાં પરદેશી વેપારીઓને રહેવું ફાવતું અને બહુ લાભદાયી જણાતું હતું તે લુપ્ત થયેલું છે અને વિશાળ રેતીના ઢગ નીચે દટાયેલું પડ્યું છે

સૌથી પહેલો ઐતિહાસિક અથવા અર્ધ ઐતિહાસિક રાજા કરિકાલ છે પ્રાચીન કવિઓ તેને લંકા પર ચઢાઈ કરી ત્યાંથી તેણે બાંધેલા

કરિકાલ

એક મોટા લાંબા કાવેરી નદીના બંધ પર કામ કરવા હજારો મજૂરો લઇ જતો બતાવે છે તેણે જ કાવીરીપટ્ટિનમ્ વસાવ્યું અને ઉરૈયૂરથી તેણે પોતાનું પાટનગર એ નવા શહેરમાં ખસેડ્યું તેણે લાંબો સમય રાજ્યનો ઉપભોગ કર્યો એનો લાંબો અમલ તેના પાડોશી પાંડ્ય અને ચેરો જોડે લડવામાં રોકાયો હતો તે ખ્રિસ્તી સનના પહેલા સૈકાના બીજા અર્ધ ભાગમાં કે કદાચ બીજા સૈકામાં થઇ ગયો જણાય છે કરિકાલ પછી તેની ગાદીએ તેનો પૌત્ર નેડુમુડિકિલ્લિ આવ્યો તેના અમલમાં કાવિરિપટ્ટિનમનો સમુદ્રથી નાશ થયેલો મનાય છે નેડુમુડિકિલ્લિ, એ ચેનકુટ્ટુવન ચેર અને લંકાના ગજબાહુ પહેલાનો સમકાલીન હતો થોડા સમય માટે તે ચેર રાજા દક્ષિણના રાજાઓનો નાયક થઇ પડ્યો હતો અને ચોલોની સત્તા પરવારી ગઇ હતી કેટલાય યુગો સુધી ચોલોની સત્તા એ પ્રદેશમાં ફરી ચાલુ થવા પામી નહિ

આદિત્યના ઉદયનો સૂચવે છે કે કરિકાલ પછીના બીજા

સૈકામાં ચોલ અને તામિલ રાજ્યોની સત્તા નબળી પડી ગઈ અને તામિલોથી દેખીતી રીતે જુદી વર્ણની આક્રમક અને તેના જેવી બીજી જાતિઓના ઉદયથી તેમની જગા પુરાઈ. આશરે ચોથા સૈકાના

**પલ્લવોનો ઉદય**

આરંભની સાલવાળા આપણી જાણમાં આવેલા પલ્લવ શિલાલેખોમાંના સૌથી જૂના શિલાલેખો બતાવે છે કે તે સમયે પ્રણાલીથી જાણીતા ચોલ દેશની મધ્યમાં આવેલા કાંચીનગરમાં એક પલ્લવ રાજા રાજ્ય કરતો હતો. અને એમ પણ હોય કે ઉપર જે જાતિઓના ખુલ્લા વિરોધનો ઉલ્લેખ કર્યો છે તેની દોરવણી તથા વ્યવસ્થા તે પરદેશી અથવા અર્ધપરદેશી પલ્લવ વંશે કરેલી હોય. હવે પછી કહેવામાં આવશે તેમ તે જાતિના લોક મણિપલ્લવમ્ એટલે કે લંકાના જાફના દ્વીપકલ્પના રાજાઓ જોડે વંશજોનો સંબંધ કદાચ ધરાવતા હોય એ વાત ગમે તેમ હોય, પણ આશરે ઇ.સ. ૩૫૦માં સમુદ્રગુપ્તે દક્ષિણ હિંદ પર ચડાઈ કરી ત્યારે કાંચીમાં એક પલ્લવ રાજા ગાદીએ હતો એ તો ચોક્કસ વાત છે. પરિણામે તે વખતે ચોલરાજ્યનો વિસ્તાર ઘણો જ ઘટી ગયેલો હશે. સાતમા સૈકા સુધી ચોલના ઇતિહાસ વિષે આથી વધારે કાંઈ જાણવામાં નથી.

હ્યુઆન્ત્સાંગની ટીકાઓ તે સૈકાના અર્ધા ભાગમાં ચોલરાજ્ય વિષે ગૂઢ રસિક ઉલ્લેખ કરે છે એ ટીકાઓના મહત્ત્વની તેની યાત્રાના ટીકાકારોએ પૂરી કદર કરી છે. તે પલ્લવના પાટનગર કાંચી સુધી પહોંચ્યો હતો. તેની દક્ષિણ હિંદની મુલાકાત ચોક્કસ રીતે ઈ. સ. ૬૪૦ની

**હ્યુઆન્ત્સાંગ**

સાલમાં નક્કી શકાય એમ છે. તે સમયે ચોલરાજ્ય ૪૦૦ થી ૫૦૦ માઈલ ઘેરાવાવાળા મુલકમાં મર્યાદિત થયું હતું અને તેની રાજ્યધાનીનું નગર ભાગ્યે જ બે માઈલ ઘેરાવાનું હતું. તે દેશ મોટે ભાગે જંગલ છવાયેલો અને ત્યજાયેલો હતો અને તેના ચારાદરતી ઉના પકપ્રદેશ અને જંગલો આવેલા હતાં. તેમાં વસ્તી આછી હતી. ચોરોની ટોળી ઝનૂની

હતી અને તેઓ લંકાદ્વીપના સંપ્રદાયમાં ભળેલા રહેતા. જે થોડા ઘણા બૌદ્ધ મઠ હતા તે ખંડિયેર હાલતમાં હતા અને તેમાં રહેતા સાધુઓ તે મકાનો જેવા જ ગરીબ હતા. તે પ્રદેશમાં ચાલુ ધર્મ જૈન ધર્મ હતો, પણ ત્યાં કેટલાંક વૈદિક હિંદુ ધર્મનાં મંદિર પણ હતાં. એ દેશ અમરાવતીથી નૈઋત્યમાં બસો માઇલ કે તેથી ઓછે અંતરે હતો એમ બતાવવામાં આવે છે. આથી તે દેશ 'સુપ્રતજિલ્લા' (સીડેડ ડિસ્ટ્રિક્ટ્સ) ખાસ કરીને કડાપ્પા જિલ્લો હશે એમ નક્કી થાય છે. એ પ્રદેશની હવા ગરમ છે અને તેમાં તે યાત્રીએ નોંધેલાં બીજાં પણ લક્ષણો જોવામાં આવે છે. ઈ. સ. ૧૮૦૦માં અંગ્રેજોએ ખાલસા કર્યો ત્યાં સુધી તે પ્રદેશ લૂંટફાટ માટે મોટી નામના પામેલો હતો. એ યાત્રી માત્ર ચોલદેશની વાત કરે છે, પણ કોઈ રાજાના નામનો નિર્દેશ કરતો નથી. આનું કારણ નિઃસંદેહ એ જ જણાય છે કે તે સ્થાનિક રાજા બહુ જ ઓછી અગત્યનો આદમી હશે. બે વર્ષ બાદ ચાલુક્ય સત્તાનો નાશ કરનાર અને કાંચીના પલ્લવ રાજ્યના બળવાન નૃસિંહવર્માને તે તાબે હશે. આઠમા સૈકા પહેલાંની લિપિમાં કોતરેલા, સ્થાનિક ચોલરાજાઓના કડાપા જિલ્લામાં મળી આવેલા પથ્થરના લેખોની શોધથી હ્યુઆન્ત્સાંગે ચોલરાજ્યની કરેલી ટીકાના એ અર્થના ખરાપણાનું સમર્થન થાય છે.

**પલ્લવોની સત્તાનું શિથિલ થવું**

એ સૈકાના શરૂઆતના ભાગમાં કાંચીના પલ્લવો તથા દક્ષિણના ચાલુક્યો વચ્ચે દક્ષિણ હિંદમાં સર્વોપરિ સત્તાને માટે ચડસાચડસી થયા કરતી હતી તે સમયે ચોલોનું તો કાંઈ ચાલ્યું જ નહોતું, પણ ઈ. સ. ૭૪૦માં ચાલુક્ય રાજા વિક્રમાદિત્યને હાથે થયેલા પલ્લવોના સખત પરાજયને કારણે કાંચીના રાજ્યની સત્તા નબળી પડી અને તેથી ઉત્તરે પલ્લવોના અને દક્ષિણે પાંડ્યોના દબાણથી કાંઈ ગણતરીમાં નહિ રહેલા ચોલોને પોતાનું સ્થાન પાછું મેળવવાની તક મળી. આ અરસામાં, આશરે નવમા સૈકાની મધ્યમાં ગાદીએ આવેલા ચોલરાજ વિજયાલય વિષે આપણે સાંભળીએ છીએ. એ રાજાએ ૩૪ વર્ષ રાજ્ય

કર્યું હતું. એના પુત્ર આદિત્યે (આશરે ૮૮૦થી૯૦૭) પલ્લવ અપરાજિત પર જિત મેળવી અને તેમ કરી આખરે પલ્લવ સત્તાનો અંત આણ્યો.

**પરાંતક પહેલો**

ઈ. સ. ૯૦૭માં આદિત્યનો પુત્ર અને અનુગામી પરાંતક પહેલો ગાદીએ બેઠો ત્યારથી ઐતિહાસિક ચોક્કસ માહિતીની ભૂમિ પર ઊભા રહે છે. હવે તેને શિલાલેખોના ઊણપની નહિ પણ અતિશયતાની મુશ્કેલી નડે છે. ૧૯૦૬થી૭ સુધી એક જ મોસમમાં પરાંતક પહેલાના ચાલીસ કરતાં વધારે શિલાલેખોની નકલ કરવામાં આવી છે. એ શિલાલેખો તેના અમલના ત્રીજાથી એકતાળીસમા વર્ષની મર્યાદાની અંદરના છે એટલે કે ઈ. સ. ૯૦૯–૧૦થી માંડી ૯૪૭–૮ સુધીના છે. આ મહત્ત્વાકાંક્ષી રાજાને પલ્લવોની સત્તાનો ધ્વંસ કર્યે સંતોષ ન થયો તેથી તે વધતોવધતો છેક હિંદને દક્ષિણ છેડે પહોંચ્યો. ત્યાં તેણે પાંડ્યોનું પાટનગર મદુરા હાથ કર્યું, ત્યાંના રાજાને દેશવટો દીધો અને પછી લંકાદ્વીપ પર ચડાઈ કરી.

**ચોલોનો રાજ્યવહીવટ**

પરાંતક પહેલાના કેટલાક લાંબા શિલાલેખો ગ્રામ્ય સંસ્થાના અભ્યાસીઓને બહુ રસ પડે એવા છે, કારણ કે રાજાની સંમતિથી વિશાળ વહીવટી અને ન્યાય ચૂકવવાની સત્તા ભોગવતી સુવ્યવસ્થિત સ્થાનિક સમિતિઓ અથવા પંચાયતો સ્થાનિક બાબતોનો કેવી રીતે વહીવટ કરતી હતી તેની વિગતો તેમાં આપેલી છે બહુ દુઃખની વાત છે કે સ્થાનિક સ્વરાજ્યનું આ દેશી રીતે અતિ ઉત્તમ તંત્ર જેની ઉત્પત્તિ ખરેખર પ્રજાની અંદરથી જ થયેલી છે તે યુગો પહેલાં મરી જવા પામ્યું છે. એના જેવી જ કાર્યસાધક પ્રતિનિધિ સંસ્થા મળી શકે તો હાલના યુગની સરકારો ખરેખર વધારે સુખી થાય. કેટલાક હિંદી અભ્યાસીઓએ આ વિષયનો કાળજીભર્યો અભ્યાસ કરેલો છે અને તેમના લેખો ખરેખર બહુ વાંચવા જેવા છે. જ્યારે પણ દક્ષિણ હિંદનો મધ્ય-યુગનો ઇતિહાસ વિગતવાર લખવામાં આવશે ત્યારે ચોલ રાજ્યવહીવટની પદ્ધતિઓની ચર્ચા માટે એક લાંબું અને રસિક પ્રકરણ આપવું પડશે.

પરાંતક પહેલો આશરે ૯૫૩મા કે એથી કાંઇક મોડો મરણ પામ્યો. તેનો પુત્ર રાજાદિત્ય તેના મરણ પહેલાં જ ઈ. સ. ૯૪૭–૮ના અરસામા તક્કોલાના યુદ્ધમા રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણરાજ ત્રીજાને હાથ મારી ગયો જણાય છે. પરાંતક પહેલા પછી આશરે પાંચેક પ્રખ્યાતિમાં નહિ આવેલા અનુગામીઓ થઇ ગયા. એ બધાના રાજ્ય ટૂંકા અને આપત્તિઓથી ભરેલાં હતાં.

**પરાંતક પહેલાના અનુગામીઓ**

ઇ. સ. ૯૮૫મા મહાન રાજરાજદેવ જેવો બળવાન રાજા ગાદીએ આવતા રાજ્યવંશની ખટપટોનો અંત આવ્યો અને દક્ષિણ હિંદમા ચોલ સત્તાને અગ્રગણ્ય સત્તાને સ્થાને સ્થાપવાની લાયકાત ધરાવનાર એક પુરુષ ચોલરાજ્યના ઉપરી તરીકે આવ્યો. આશરે ૨૮ વર્ષના ધમાલભર્યા અમલ દરમિયાન રાજરાજ એક પછી બીજી એમ ઉપરાઉપરી જીતો મેળવતો ચાલ્યો અને તેના મરણ સમયે તે દક્ષિણ હિંદનો સર્વોપરી અને બિનહરીફ સમ્રાટ્ હતો. વળી હાલનો મદ્રાસ ઇલાકો, લંકા તથા મહીસુર રાજ્ય મળીને થાય તેવડા મોટા મુલકનો તે ધણી હતો.

**મહાન રાજરાજ**

ચેર દેશથી તેણે પોતાની જયની કારકીર્દિની શરૂઆત કરી અને તેના અમલના ચૌદમા વર્ષમા હિંદની મુખ્ય ભૂમિ પર મેળવેલા દેશમા પહેલા પલ્લવોને હાથ હતુ તે વેંગીનુ પૂર્વ ચાલુક્ય રાજ્ય, કુર્ગ, પાંડય મુલક અને દક્ષિણના ઉચ્ચ પ્રદેશમાના વિશાળ મુલકોનો સમાવેશ થતો હતો. ત્યાર પછીના ત્રણ વર્ષ દરમિયાન મલબારકિનારા પર કિવલોં (ક્વિલોન) તથા ઉત્તરનો કલિંગ દેશ તેના રાજ્યમા ઉમેરાયા ત્યાર બાદ રાજરાજ લંકા પરની લાંબા સમયની ચડાઇઓમાં રોકાયો. એ ચડાઇઓને પરિણામે આખરે તેના અમલના ૨૦મા વર્ષમા એ દ્વીપ ખાલસા થઇ તેના મુલકમાં ભળી ગયો. ઈ સ ૧૦૦૫મા કે તે અરસામાં તેણે તલવાર મ્યાન કરી અને તેના જીવનનાં બાકીના વર્ષ શાંતિમા વીતાવ્યાં. ૧૦૧૧થી

**લંકાની જીત વગેરે**

ચોલોના રિવાજ મુજબ તેનો પુત્ર રાજેન્દ્ર તેની સાથે રાજ્યતંત્રમાં જોડાયો.

ચાલુક્યો અને પલ્લવો વચ્ચેના વેરનો વારસો ચોલોને મળ્યો. દક્ષિણ હિંદમાં પડેલા પલ્લવો જે સર્વોપરિ સ્થાન ભોગવતા હતા તેની પર હવે ચોલો આવ્યા હતા એટલે હવે તેમની અને ચાલુક્યો વચ્ચે ચાર વર્ષનો વિગ્રહ જાગ્યો અને આખરે ચાલુક્યોનો પરાજય થતા તેનો અંત આવ્યો. રાષ્ટ્રકૂટોની તાબેદારીમાંથી એ ચાલુક્યો હમણાં થોડું થયા જ મુક્ત થયા હતા તેવામાં તેમનો આમ પરાજય થતા પામ્યો.

ચાલુક્યો સાથેનો વિગ્રહ

રાજરાજની પાસે બળવાન નૌકાસૈન્ય હતુ, અને તેનો તેણે પૂરતો ઉપયોગ પણ કર્યો હતો. તેનુ છેલ્લુ પરાક્રમ ચોક્કસ નામનિર્દેશ વગરના અસંખ્ય ટાપુઓ જીતી લેવાનુ હતુ. આ ટાપુઓ તે લક્ષદ્વીપ અને માલદ્વીપ હશે અને તે તેના અમલના ૨૦મા વર્ષમા જીતાયા હશે.

દરિયાઈ યુદ્ધ

તેની આજ્ઞાથી તેના પાટનગર તાંજોરમા (તાજુવુર) બંધાયેલુ ભવ્ય મંદિર, જેની ભીંતો પર તેના ૭૯નીસમા વર્ષમા નોંધાયેલી જીતોની કથા ચિત્રરૂપે ચિત્રેલી છે તે રાજરાજની ઝળકતી કારકિર્દીના સ્મારક તરીકે આજ પણ ઊભુ છે.

તાંજોરમાં મંદિર

જાતે શિવભક્ત હોવા છતા તે એટલો ઉદાર વૃત્તિનો હતો કે નેગાપટ્ટમના બંદરે આવેલા બે બૌદ્ધમંદિરોને તેણે ધનસહાય કરી હતી. પંદરમા સૈકા સુધી એવા બે મંદિર પરદેશી બૌદ્ધોના યાત્રાના ધામ તરીકે ચાલુ રહ્યા હતા તેમાનુ એક ઘણુ કરીને રાજરાજની ધનસહાયનું પાત્ર બનેલુ મંદિર ૧૮૬૭ સુધી ભાંગીતૂટી હાલતમા નભી રહ્યુ હતુ તે અરસામા જેસુઇટ સાધુઓએ તેને તોડી પાડ્યુ અને તેના શિલાલેખો નવા ખ્રિસ્તી દેવળો બાંધવામા ઉપયોગ કર્યો.

બૌદ્ધ સંપ્રદાય

ગંગાઈકોંડ અટકવાળા રાજરાજના પુત્ર અને વારસ રાજેન્દ્ર

ચોલેન્દ્ર પહેલાએ તેના પિતાની મહત્ત્વાકાંક્ષાભરી કારકિર્દિ વધારે બળપૂર્વક અને વધારે સ્પષ્ટ નકશાના સાથે ચાલુ રાખી. બંગાળાના ઉપસાગરને ઓળંગી તેના કાફલા એ પ્રોમ અથવા પેગુ રાજ્યના પ્રાચીન પાટનગર કદારમ તેમજ તેના કિનારે આવેલા નક્કોવારમ અને મનામ અથવા મર્તબાનનાં બંદર હુમલો કરી કબજે કર્યાં. આ શહેરો પડતા તુરતમાં થોડા સમય માટે તો આખું પેગુનું રાજ્ય ખાલસા થઈ ચોલ સામ્રાજ્યમાં ભળી ગયું. પેગુ નહેરની પાસે આજ પણ ઊભેલા બે ગ્રેનાઇટ પથ્થરના સ્તંભો ઇ.સ. ૧૦૨૫ થી ૨૭ સુધીમા થયેલી પોતાની જીતના સ્મારક તરીકે ચોલ રાજાએ ઊભા કરેલા મનાય છે. પેગુની જીત પછી નક્કવારમ (નીકોબાર) અને આન્દામાન ટાપુઓની જીત થઇ.

**રાજેન્દ્ર પહેલો: ગંગાઇકોંડા. રાજ્યારોહણ ૧૦૧૮**

તેના અમલના શરૂઆતના વર્ષોમા રાજેન્દ્ર ચોલદેવ ઉત્તરના રાજ્યો જોડેના એક પછી એક થતા વિગ્રહોમાં રોકાયો હતો. આશરે ૧૦૨૩માં બિહાર અને બંગાળાના રાજા મહીપાલ જોડે તે અથડાઇ પડ્યો અને છેક ગંગાને કિનારે પોતાની સેનાને લઇ ગયો. આ પરાક્રમના સ્મરણમા તેણે ગંગાઇકોંડાનુ બિરુદ ધારણ કર્યું અને ગંગાઇકોંડા–ચોલપુરમ નામનું એક નવુ પાટનગર સ્થાપ્યુ. તે શહેરની પાસે તેણે મોટા માટીની લાંબી પાળ ઊભી કરી એક કૃત્રિમ મહાસરોવરની રચના કરી. મોટા વિસ્તારની ભૂમિને પવાણ કરવા માટે તેણે તેમા દ્વાર તથા નહેરોની ગોઠવણ કરી હતી. એક ભવ્ય મહેલથી અને ૩૦ ફીટ ઊંચા કાળા કાળમીંઢ પથ્થરના એકશિલા શિવલિંગવાળા એક મોટા મંદિરથી તે શહેરને શોભીતુ કરવામા આવ્યુ હતું. બાંધકામને લાયકના સામાનની શોધમા નીકળતા હાથના, માત્ર ઉપયોગિતાની નજરે બધી ચીજો જોતા લોકોની લૂંટથી બહુ જ બીસ માર હાલતમા આવી પડેલા એ બાંધકામોના ખંડિયેરો, ત્રિચિનોપોલી

**તેના વિગ્રહો અને પાટનગર**

ચિદંબરના એક વેરાન પ્રદેશમાં આજે પણ અલ્પ ઐમાનનામ ગેવતા ઊભા છે એ મંદિરોમાંનું એકગમ અદ્વિતીય ઉત્તમતાવાળું છે. રાજેન્દ્ર ગંગાઈકોંડાના સમયમાં પણ પાંડ્ય રાજ્ય ચોળ સત્તા નીચે ચાલુ રહ્યું હતું અને ચોળ-પાંડ્યના બિરુદથી તેનો પુત્ર તેના સૂબા તરીકે તેનો વહીવટ કરતો હતો.

**રાજાધિરાજ, યુવરાજ ઈ.સ. ૧૦૧૮; રાજા ઈ.સ. ૧૦૩૫**

રાજેન્દ્રનો સૌથી મોટો પુત્ર રાજાધિરાજ જે ૧૦૧૮થી માંડી રાજ્યવહીવટમાં તેના પિતાનો સહકાર્યકારી હતો, તે ૧૦૩૫માં તેના પછી ગાદીએ આવ્યો. પડોશી રાજ્યો સાથે તેના પિતાએ શરૂ કરેલા અનંત વિગ્રહો તેણે ચાલુ રાખ્યા. ઈ.સ. ૧૦૫૨ કે ૫૩માં કોપ્પમના યુદ્ધમાં ચાલુક્ય સેના સાથે થયેલી ખૂનખાર ઝપાઝપીમાં તે કામ આવ્યો. એ યુદ્ધથી તુંગભદ્રા નદી ચોળ અને ચાલુક્ય રાજ્યો વચ્ચેની સરહદરૂપ ગણવાનું ઠર્યું. એ યુદ્ધમાં રાજાધિરાજનું મરણ થયું છતાં યુદ્ધભૂમિ પર તેના વારસ તરીકે અભિષિક્ત થયેલા તેના ભાઈ રાજેન્દ્ર પરકેશરીવર્માએ બગડી બાજી સુધારી.

**કુડાલસંગમનું યુદ્ધ**

આ રાજા તેમજ તેની પછી આવેલા ત્રણ રાજાઓના અમલ દરમિયાન આ ઝઘડાઓ ચાલુ રહ્યા. તેમાંની કોઈ વિગત ખાસ યાદ રાખવા જેવી નથી. કૃષ્ણા અને પંચગંગા નદીના સંગમ, કુડાલસંગમ આગળનું યુદ્ધ, એ તે ઝઘડાઓમાંનો જાણવા જેવો બનાવ છે, કારણકે તેમાં ચાલુક્યોએ વીરરાજેન્દ્ર ચોળને હાથે સજ્જડ હાર ખાધી હતી (રાજ્યારોહણ ઈ.સ. ૧૦૬૨-૩). ચાલુક્ય ગાદીના હરીફ હકદાર અને ભાઈ સોમેશ્વર બીજા અને વિક્રમાદિત્ય વચ્ચે આપસઆપસમાં થયેલા કુટુંબ વિગ્રહમાં વીર રાજેન્દ્રે બીજાનો પક્ષ લીધો અને તેની સાથે પોતાની કુંવરીનું લગ્ન કર્યું.

વીર રાજેન્દ્રનું મરણ થતાં તેના વારસા માટે તકરાર પડી અને

કૌટુંબિક વિગ્રહ જાગ્યો. વિક્રમાદિત્ય ચાલુક્યે દક્ષિણની ગાદી પર પોતાનો અધિકાર દૃઢ કરીને જમાવ્યો અને પોતાના

**વિગ્રહ; અધિરાજેન્દ્ર**

સાળા અધિરાજેન્દ્રની વા'રે ધાયો અને તેને ચોળ મુલકનો રાજા સ્થાપવામાં સફળ થયો. (૧૦૬૭) પણ તે નવો રાજા પ્રજાને અકારો થઇ પડ્યો અને બે વર્ષ બાદ તેનું ખૂન થયું (૧૦૭૪). તેની સાથે મહાન મધ્યયુગીન ચોળોની સીધી પરંપરાનો અંત આવ્યો.

રાજ્યની લગામ હાથમાં લઈ શકે એવો એક પુરુષવારસ અધિરાજેન્દ્રે પોતાની પાછળ મૂક્યો હોય એમ જણાતું નથી. પરિણામે તેની પછી તેનો રાજેન્દ્ર નામનો એક સગો ગાદીએ

**ચાલુક્ય ચોલવંશ**

આવ્યો. પાછળથી તે કુલોત્તુંગ પહેલાના નામથી ઓળખાતો થયો હતો. રાજેન્દ્રની મા પ્રખ્યાત ગંગાઇકોંડાની પુત્રી હતી અને તે પોતે ૧૦૬૨માં મરણ પામેલા વેંગિના પૂર્વ ચાલુક્ય રાજાનો પુત્ર હતો. પણ રાજેન્દ્રે ચોળોના દરબારમાં રહેવું પસંદ કર્યું હતું અને પોતાના કાકાને કેટલાક વર્ષ વેંગિમાં રાજ્ય કરવા દીધું હતું. ૧૦૭૦માં વેંગિના રાજા તરીકે રાજેન્દ્રનો અભિષેક કરવામાં આવ્યો અને ચાર વર્ષબાદ અધિરાજેન્દ્રનું ખૂન થયું ત્યારે તેણે આખા ચોળ મુલકનો વહીવટ પોતાના હાથમાં લીધો. આ પ્રમાણે તેણે નવા ચાલુક્ય-ચોળ વંશની સ્થાપના કરી અને કુલોત્તુંગ ચોળનું પદ ધારણ કર્યું. પોતે પ્રાપ્ત કરેલા આ સ્થાન માટે તે યોગ્ય હતો અને ૪૯ વર્ષ સુધી તેણે બહુ સફળતાથી પોતાના વિશાળ રાજ્યનો વહીવટ કર્યો. પૂર્વ ગંગ રાજા અનંતવર્મા ચોળને હરાવી તેણે કલિંગ દેશ ફરીથી જીતી લીધો. ઇંગ્લંડમાં ડમ્સડેનું પુસ્તક રચાયું તે જ અરસામાં ઈ. સ. ૧૦૮૬માં બહુ મોટા પાયા પર તેણે મહેસૂલની ફેર તપાસણીની યોજના અમલમાં મૂકી તે કારણે તેનો રાજ્યવહીવટ બહુ પંકાઈ ગયો છે.

દક્ષિણ હિંદના વૈષ્ણવોના સૌથી વધારે માનનીય ગુરુ, પ્રખ્યાત તત્ત્વજ્ઞ રામાનુજે કાંચીમાં વિદ્યાભ્યાસ કર્યો હતો અને અધિરાજેન્દ્રના

